ओ३म्.

# સતી સુલોચના

## નાટકનાં ગાયનો.



"શ્રી દેશી નાટક સમાજ" માટે

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચંદુલાલ હસમુખરામ ધોળશાજી.

ભાંગવાડી પ્રીન્સેસ થીએટર-મુંબાઈ.

કીંમત ચાર આના.

# સતી સુલોચના, સતી પદ્મીની, જાલીમ દુલીઆ, અજીતસિંહ, સતી દ્રૌપદી, માયાવી વીર

નાટકનાં ગાયન ભાષણ સાથેની મોટી ચોપડી દરેક રૂા. ૨-૦-૦ કીંમતે કુંપનીની ટીકીટ ઓફીસ-માંથી મળશે.

ઝવેરી ચંદુલાલ દલસુખરામ.

માલેક "શ્રી દેશી નાટક સમાજ."



મુંબઇ—ખેતવાડી, બેકરોડ ઘર નં. ૧, ૨ અને ૩ માં 'તત્ત્વવિવેચક' છાપખાનામાં રા. શ્રીધર વિષ્ણુ કામત એણે છાપ્યું તે ઝવેરી ચંદુ-લાલ દલસુખરામ ધોળશાજી એણે ભાંગવાડી પ્રીન્સેસ થીએટર મુંબાઈમાં પ્રસિદ્ધ કર્યાં.

ૐ

# સતી સુલોચના

## નાટકનાં ગાયનો.



શ્રીમંત્ ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી સ્થાપિત.

## શ્રી "દેશી નાટક સમાજ" માટે


રચનાર,

કવિ છોટાલાલ રૂખદેવ શર્મા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

ભાંગવાડી પ્રીન્સેસ થીએટર—મુંબાઈ.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

પ્રત ૫,૦૦૦.

કીંમત રૂા. ૦-૪-૦.

# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ પાત્રો.

રામચંદ્રજી ... વિષ્ણુનો અવતાર (દશરથ રાજાના જ્યેષ્ઠ પુત્ર)
લક્ષ્મણ ... રામચંદ્રજીના નાના ભાઇ... (શેષનાગનો અવતાર)
હનુમાન ... રામચંદ્રજીના ભક્ત,
રાવણ... ... લંકાપતિ (રાક્ષસનો રાજા)
ઈંદ્રજીત ... રાવણનો પુત્ર (મેઘનાદ.)
વિભીષણ ... રાવણનો ભાઇ (રામનો ભક્ત)
ઇન્દ્ર ... ... સ્વર્ગના દેવતાઓનો રાજા.
અંગદ ... વાલીનો પુત્ર.
સુગ્રીવ ... વાનર સૈનાનો નાયક.
કમળશા ... નગરશેઠ
બાળયોગી ... વેશધારી મઠાધીશ મહંત
ખડચંપા ... માળી (ચંપાનોધણી)

## સ્ત્રી પાત્રો.

સીતાજી ... રામચંદ્રજીના ધર્મપત્ની.
સુલોચના ... ઇન્દ્રજીતની સ્ત્રી.
મંદોદરી ... મયદાનવની પુત્રી, રાવણની સ્ત્રી
રંભા... ... સ્વર્ગના રાજા ઇન્દ્રની અપ્સરા
સુર્પનખા ... રાવણની બ્હેન.
કળાવતી ... કમળશાની સ્ત્રી
ચંપા... ... માલણ (ખડચંપાની સ્ત્રી)

બ્રહ્મા, શંકર, બૃહસ્પતિ, ચંદ્ર, દેવો, યક્ષ, કિન્નર, રાક્ષસો, અક્ષકુમાર જંબુમાળી, પ્રહસ્ત પ્રધાન વિગેરે દાસ દાસીઓ, અપ્સરાઓ, વારાંગનાઓ, રાક્ષસીઓ તથા જમાદાર વિગેરે વિગેરે.

સ્થળ અયોધ્યા, સ્વર્ગ, લંકાપુરી વિગેરે.

ओ३म्.

तत्सत् परमात्मने नमः

# "સતી સુલોચના" નાટકનો ટુંકસાર.

---

## અંક ૧ લો.

## મંગળા ચરણ.

**પ્રવેશ ૧ લો**—સ્થળ ઇંદ્રનો દરબાર લંકાનો રાક્ષસ રાજા રાવણ બ્રહ્મા અને મહાદેવ શંકરના મળેલા વરદાનથી અહંકારમાં ઉન્મત થવાથી તેના ત્રાસથી ત્રાસી તેના પરાજય માટે એકત્ર થયેલા દેવોમાં પરસ્પર વાતચીત અપ્સરા રંભાનું આવવું દેવેશ્વર વિષ્ણુ ભગવાનને વરવાની પ્રતિજ્ઞા કરી કૈલાસના ક્રીડા વનમાં તપશ્ચર્યા કરવા બેઠેલી બ્રહસ્પતિના પુત્ર કુશ ધ્વજની પુત્રી વેદવતી ઉપર રાવણે બળાત્કાર કરતાં વેદવતીએ સ્વયં અગ્નિ પ્રવેશ કરી બળી મુઇ એમ જાહેર કરવું વેદવતી પુનર્જન્મે, નીમી વંશ કુળપાવન મહારાજ જનક વિદેહીને ત્યાં પુત્રીરૂપે પ્રગટ થશે અને તેનાજ નિમિત્ત રાક્ષસ વંશનો વિનાશ થશે એમ બ્રહ્માએ કરેલો ખુલાસો અને સ્વર્ગપર વિજય મેળવવા રાવણ તથા તેના પુત્ર મેઘનાદનું એકાએક ચઢી આવવું. ઇન્દ્રાદિ દેવોનું રાવણ તથા મેઘનાદ સાથે યુદ્ધ દેવોનું હારી જવું ઇંદ્ર ઇંદ્રાણી કેદ.

પ્રવેશ ૨ જો—નગર શેઠનું મકાન–યુવાવસ્થાથી ઉન્મત બનેલી માળણ ચંપાકળીનું પોતાના રતિ સૌંદર્યથી તેમજ અન્ય પ્રપંચોથી હરકોઇ પુરૂષોને લોભાવી દ્રવ્ય પ્રાપ્તિ કરવાના મન તરંગોમાં પુષ્પ મૂકવા નગરશેઠને ત્યાં આવવું પ્રથમથી શેઠાણી કળાવતીને મઠધારી બાવા બાળયોગીની સાથે મહોબત કરાવી આપવા તેણે આપેલા વચન પ્રમાણે કળાવતીને મળવું, તેની સાથેની ગુપ્ત ગોષ્ટિમાં એકાએક શેઠ કમળશાનું આગમન, વયોવૃદ્ધ કમળશાનું ચંપાકળી ઉપર મોહિત થવું, તે વાતથી જ્ઞાત થએલી શેઠાણી અને શેઠ કમળશાનો અરસપરસ શબ્દ કટાક્ષ, પરિણાંમે ચંપાકળી સાથે હું મેવો મંગાવવાની વાત કરતો હતો તેમ કમળશાએ શેઠાણીને સમજાવવું, ત્યાંથી પાછી ગયેલી માળણ ચંપાકળીએ સમયનો લાભ મેળવી મેવાના બદલામાં બાવા બાળયોગીને કંડીઆમાં ઘાલી મજુર સાથે શેઠને ત્યાં કંડીઓ મોકલાવવો. શેઠે કંડીઓ ખોલવાની ના પાડી દર્શન કરવા જવું, કળાવતીએ કંડીઓ ખોલી બાવા બાળયોગીને મળવું, અરસપરસ શૃંગાર, એકાએક શેઠ કમળશાના આવવાથી શેઠાણી અને બાવા બાળયોગીના રંગમાં ભંગ, ક્રોધયુક્ત શેઠે બંનેને તાડન વિધિ કરવી.

પ્ર. ૩ જો—સ્થળ મહેલ–સ્વર્ગપર વિજય મેળવવા ગયેલા પોતાના પતિ મેઘનાદની રાહ જોતી સખીઓ સાથે વિનોદમાં "સતી સુલોચના." સ્વર્ગપર વિજય મેળવ્યાના મંગળ સમાચાર સાંભળી હર્ષ ઘેલી સુલોચનાની પતિના આતિથ્ય સત્કારની સામગ્રી માટે સખીઓને સૂચના કેદી દશામાં ઇંદ્ર ઇંદ્રાણી સાથે મેઘનાદનો પ્રવેશ ઇંદ્રને

લંકાપતિના સેવક તરિકે કબુલ થવા મેઘનાદનું કહેવું. ઈંદ્રનો ઈનકાર. મેઘનાદનો જુલમ ઈંદ્રાણીના વસ્ત્ર ખેંચી નગ્ન કરવાની તૈયારીમાં સુલોચનાનું આવવું ઈંદ્ર ઈંદ્રાણી ઉપર થતા જુલમનો અટકાવ કરી તેમને મુક્ત કરવા પતિ પાસે ધર્મ પરાયણ સતી સુલોચનાની યાચના, અને પતિને સદ્બોધ લંકેશ્વરના ચરણમાં નમાવ્યા સીવાય મુક્ત નહીંજ કરૂં એવો મેઘનાદનો દુરાગ્રહ પ્રાણાંતે પણ સતી ઈંદ્રાણીના રક્ષણ માટે સુલોચનાની દૃઢતા.

**પ્રવેશ ૪ થો**—ઉદ્યાન માર્ગ–પ્રથમ સમાગમમાં થએલી તાડન વિધિથી ખેદયુક્ત વિચારોમાં બાવા બાળયોગીને મળવાની આતુરતાવાળી શેઠાણીને જળ ભરવા જતાં બાવાજીનો આકસ્મિક મેળાપ, અરસપરસ વાતચીત, વિષયાંધ બનેલા બાવાએ પોતાની ઝોળીમાંથી મદ્યની સીસી કાઢી જાહેર માર્ગમાં મદ્યપાન કરવું. મદ્યપાનથી મસ્ત થએલા બાવાજીનો પ્રેમ વિનોદ એકાએક જમાદાર જાફર અલીખાનનું આગમન થતાં કળાવતીએ રતિકળાથી જાફરઅલીખાને સમજાવવો, અનાયાસે કમળશા શેઠે ત્યાં આવતાં શેઠાણી અને બાવાજીને તાડનવિધિ કરવી. એકાએક ત્યાં ચંપાનું આગમન, બાવાજી અને શેઠાણીનું ત્યાંથી છટકી જવું, ચંપાઅને કમળશાનો અરસપરસ હાસ્ય વિનોદ.

**પ્રવેશ ૫ મો**—સ્થળ રાવણનો દરબાર–નાચરંગ–દેવો સાથે મેઘનાદનું આવવું દેવોએ મહારાજ લંકેશ્વરનું આધિપત્ય કબુલ કરી વિવેકથી નમવું તથા મેઘનાદને "ઈંદ્રજીત" એ નામની મહાન પદવી આપવી, છતાં અહંકારી પિતાના પુત્ર ઈંદ્રજીતનો પોતાને અમર વર-

દાન આપવા, દેવા પ્રત્યે આગ્રહ. અમરદાન આપવું એ શક્તિ મહાદેવ શંકર તથા પિતામહ બ્રહ્માની છે. શંકર તથા બ્રહ્માને બોલાવવા રાવણનો હુકમ. શંકર તથા બ્રહ્માનું આવવું અને આશીર્વાદ સાથે ' ચંદ્રહાસ " ખડ્ગ અર્પણ કરવું છતાં અમર–વરદાન માટે ઈંદ્રજીતની માંગણી. રાવણ ઈંદ્રજીતનો અત્યાચાર ભર્યો શંકર બ્રહ્મા પ્રત્યે તિરસ્કાર. પરમ ભક્ત મહાત્મા વિભીષણનો ક્રોધ અને પિતામહ બ્રહ્મા તથા શંકર મહાદેવ તરફ પૂજ્યભાવ રાખવા રાવણને સદ્‌બોધ, રાવણ ઈંદ્રજીતનો દુરાગ્રહ, શંકરનો શાપ, રાક્ષસોના બંધનથી સંસારનો ઉદ્ધાર કરનાર અને રાક્ષસ વંશનો સંહાર કરનાર " શ્રી વિષ્ણુ ભગવાનનું દર્શન. "

## ટેબ્લો.



## અંક ૨ જો,

**પ્રવેશ ૧ લો**—સ્થળ પંચવટી રામ લક્ષ્મણને સીતા, રામ સીતા વિનોદમાં-અચાનક સુર્પનખાનું આવવું, રામ લક્ષ્મણ ઉપર મોહીત થવું બાદ રામે લક્ષ્મણને સુર્પનખાનું નાક કાપવા કહેવું. લક્ષ્મણે સુર્પનખાનું નાક કાપવું. બાદ રાવણ અને મારીચનું આવવું રાવણનો ક્રોધ મારીચને માયાવી મૃગ બનવા કહેવું. મારીચને સદ્ઉપદેશ, રાવણનો તિરસ્કાર. મારીચે રાવણના ગુસ્સાથી માયાવી મૃગ બનવા જવું. વાડીમાં સોનાનો ચરતો મૃગ સીતાએ જોવો, અને રામને તે મૃગ મારવા માટે સીતાનો દુરાગ્રહ. રામે પાપનું પરીણામ સારૂં નહીં આવે એવો સદ્ઉપદેશ આપવો. સીતાની હઠ, રામનું મૃગને મારવા જવું. મૃગની બુમ. સીતાએ લક્ષ્મણને આજ્ઞા કરવી. આ અવિચારી આજ્ઞાથી લક્ષ્મણને સંદેહ અને આવી પડનાર ભયની ભ્રાન્તિ માટે સીતાને સલાહ. સીતાએ ગુસ્સે થઇ લક્ષ્મણને રામની મદદે જવા કહેવું લક્ષ્મણ મંત્ર ભસ્મની રક્ષા કરી જવું. બાદ રાવણનું આવવું સીતા હરણ.

**પ્રવેશ ૨ જો**—સ્થળ ઋષ્યમુખ પર્વત-સીતા હરણથી રામ અને લક્ષ્મણની નિરાશા, સુગ્રીવ તથા હનુમાને સીતાનું રાક્ષસ રાજા રાવણ હરણ: કરી ગયો તેવી ખબર-આપવી. હનુમાનનું રામના આશીર્વાદ મેળવી સમુદ્ર તરી લંકામાં જવા વિદાય થવું. બાદ સુગ્રીવને વાળીનું યુદ્ધ, રામે બાણ મારી વાળીનો વધ કરવો, મરતી વખતે રામને વાળીની પ્રાર્થના, રામે છેવટે તારી શી ઇચ્છા છે એમ વાળીને

કહેવું, વાળીની તારા તથા અંગદને મળવાની આતુરતા, બાદ અંગદનું આવવું, રામનો શોક, રામે વાળીને આશીર્વાદ આપવો અને સુગ્રીવને રાજ્યાભિષેક અને અંગદને યુવરાજપદ.

પ્ર. ૩ જો—હનુમાનનું સમુદ્ર ઉલ્લંઘન.

પ્ર. ૪ થો—રાક્ષસી સામે પવનકુમાર હનુમાનનો સંવાદ તથા યુદ્ધ, રાક્ષસીની હાર, અને રાક્ષસીને નમાવી તેની સાથે લંકા તરફ પ્રયાણ.

પ્ર. ૫ મો—સ્થળ અશોક વનમાં સીતા—સીતાપર જુલમ. રાવણે પોતાની સ્ત્રી થવા કહેવું. સીતાનો ઇનિકાર. પતિવ્રત ધર્મમાં દૃઢ સીતાને રાવણે સામ-દામ ભેદથી સમજાવી પોતાની સ્ત્રી થવા કહેવું. એક રાક્ષસીને સીતાને સમજાવવાનું કહી રાવણનું ચાલ્યા જવું અશોકમાં હનુમાન' પ્રવેશ. સીતાનો રામ માટે અત્યંત શોક. અને વેણીથી ગળે ફાંસો ખાઇ આપઘાત કરવાની તૈયારી. અચાનક વૃક્ષાપરથી રામચંદ્રની વીંટી હનુમાને ફેંકવી, સંશયમાં સીતા સીતાનો રામના મૃત્યુ માટે વ્હેમ. હનુમાનનું પ્રત્યક્ષ થવું રામ કુશળ છે તથા હું તેમનો સેવક છું એમ કહી સીતાને આપેલી ધીરજ. વાડીના ફળ ખાવાની આજ્ઞા, અશોક વાડીનો નાશ ઇંદ્રજીત સાથે લડાઇ, ઇંદ્રજીતે હનુમાનને કેદ કરી લઇ જવો.

પ્ર. ૬ ઠો—રાજ્ય માર્ગ—સમસ્ત સ્ત્રી જાતીમાં ધૂર્તવિદ્યામાં પ્રવીણ માળણ ચંપાકળીએ નગરશેઠ, શેઠાણી, જમાદાર, બાવાજી, વિગેરે અરસપરસ દુષ્ટ ભાવનાથી લુબ્ધ થયેલાઓની મૂર્ખતાનો કટાક્ષ કરવો.

નગરશેઠનું આગમન, ચંપાકળીના પ્રેમની યાચના કરતાં ચંપાએ બીજે દિવસે પોતાને ત્યાં આવવા સમજાવવું. શેઠાણી કળાવતીનો મેળાપ, અરસપરસ વાતચીત થવાથી આસક્ત બનેલી શેઠાણીને ચંપાએ પોતાને ઘેર આવવા સમજાવવું, દર્શનને બ્હાને નીકળેલી શેઠાણીએ પોતાના ઘર તરફ પ્રયાણ કરવું, એકાએક જમાદાર જાફરઅલી ખાનનું આગમન થતાં નગરશેઠે ચાલ્યા જવું, જાફરઅલીખાન અને ચંપા પ્યારમાં, ચંપાએ તેને બીજે દીવસે પોતાંના મકાનપર આવવા કહેવું, વિદાય થતાં. સામેથી ચંપા સાથે બાવાજીનો મેળાપ, પ્રપંચી ચંપાએ બાવાને પ્રેમમગ્ન બનાવી, શેઠાણી કળાવતીની લાલચ આપી પોતાના મકાનપર આવવા સમજાવવું, અને બાવાની સાથે કૃત્રિમ શૃંગાર ચેષ્ટાથી લુબ્ધ કરી ચાલ્યા જવું.

પ્ર. ૭ મો—સ્થળ સુલોચનાનો મહેલ–પોતાના સસરા રાક્ષસરાજ રાવણ જગત્પાવન સતી સીતાનું હરણ કરી લાવ્યાના સમાચાર જાણી દીલગીર થતી સુલોચના. ઈંદ્રજીતનું આવવું. ઈંદ્રજીત પ્રત્યે સતી સુલોચનાનો હિતોપદેશ સાથે સીતા હરણના મહા પાપથી લંકા રાજ્ય ઉપર મહાન્ ભય આવી પડશે અથવા તો રાક્ષસ વંશનો વિનાશ થશે વિગેરે સમજાવી સીતા, પ્રભુ રામચંદ્રને પાછી સોંપવા પિતાશ્રીને સમજાવવા કહેવું પિતાના આજ્ઞાંકિત પુત્ર ઈંદ્રજીતનો પિતુ આજ્ઞા ઉલ્લંઘન નહીં કરવાનો નિશ્ચય.

પ્ર. ૯ મો—રાવણનો દરબાર હનુમાનનો ઘાત કરવા રાવણની આજ્ઞા. દૂતનો ઘાત કરવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી વિગેરે રીતે વિભીષણનો રાવણ પ્રત્યે સદુપદેશ રાવણનો ગર્વ. વિભીષણનું અપમાન. બંધન સ્થિતિમાં હનુમાનનો પ્રવેશ—હનુમાન રાવણનો સંવાદ સીતા પાછી સોંપી શ્રી રામચંદ્રનું શરણ લેવા હનુમાને રાવણને સમજાવવો અહંકારી રાવણ તથા ઈંદ્રજીતનો પ્રાણાંતે પણ સીતા પાછી નહીં સોંપવા નિશ્ચય હનુમાને રાવણ ઈંદ્રજીતનું અપમાન કરવું અને હનુમાનને સળગાવી બાળી મુકવા સેવકોને આજ્ઞા.

---

## લંકા દહન.

### અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—સ્થળ સમુદ્ર કિનારો-વાનર સેના અને શ્રી રામચંદ્રની છાવણી-શોકગ્રસ્ત રામ—હનુમાનનું આવવું. સીતાના સમાચાર સીતાનો મણી પ્રભુ રામચંદ્રને બતાવી. લંકાની સ્થિતિ સંબંધી હનુમાનની વાતચીત. વિભીષણનું આવવું ને આશ્રય માગવો તથા લંકા જીતાવી આપવા પ્રતિજ્ઞા કરવી. વિભીષણ ભગવાન રામચંદ્રનો પરમ ભક્ત છે એવી હનુમાને ખાત્રી આપવી. રામના હાથે વિભીષણને લંકા રાજ્યનો અભિષેક, અને વિષ્ટી માટે અંગદને રાવણના દરબારમાં જવા રામચંદ્રની આજ્ઞા.

**પ્ર. ૨ જો**—રાવણનો દરબાર–રામચંદ્રજીએ સલાહ માટે મોકલેલા વાલી પુત્ર અંગદનું રાજદૂત તરીકે દરબારમાં દાખલ થવું. રાવણ અંગદનો સંવાદ. અંગદને માયાવી સીતા દેખાડવી. સીતાનો રાવણ ઉપર સ્નેહ. અંગદનો ક્રોધ રાક્ષસીએ આવી સીતા અશોકમાં પોતાના પતિ વિરહથી આપઘાત કરે છે એવા સમાચાર આપવા. સીતા અશોકમાં છે સાંભળી અંગદને થયેલો આનંદ અને માયાવી સીતાને શાપ દઇ બાળી ભસ્મ કરવી. રાવણનો ક્રોધ અંગદનું રાવણનો મુગટ પગની ઠોકરથી ઉડાવી ચાલ્યા જવું.

**પ્ર. ૩ જો**—માળીનું ઘર–દુરાચારના કારભારમાં જરથી તર થયેલી ચંપાએ પોતાના વચન ઉપર: વિશ્વાસ રાખી આવનાર નગર શેઠ આદિ વિષય લંપટોને, પ્રપંચતંત્રથી પાર કરવાની કોશીષ કરી આગમનની રાહ જોવી, અનુક્રમે શેઠાણી, નગરશેઠ, જમાદાર તથા બાવા બાલયોગીનું આવવું, એક બીજાના આગમનથી ફસાયેલા કામીઓને ચંપાએ બરાબર બનાવવા, એકાએક તેના ધણી ખડચંપાનું આવવું, આ વેશે જુદા જુદા કાર્યમાં ગુંથાએલી વિશેષ સ્ત્રીઓને જોઇ માળીને શક ઉત્પન્ન થવો, મોભાગ્ય બુદ્ધિના માળીએ તેમને તાડનવિધિ કરવી, પાપીઓનું પાપ પ્રત્યક્ષ થતાં સર્વેએ પોતપોતાના નીચ કાર્યનો પશ્ચાતાપ કરવો.

**પ્ર. ૪ થો** –સ્થળ મહેલ–સુલોચનાને ઇંદ્રજીત પ્રણય વિનોદ વાનર સેના સાથે લંકા ઉપર રામ લક્ષ્મણ ચઢી આવ્યાના સમાચાર. સંગ્રામમાં જવા સુલોચનાની આજ્ઞા લઇ ઇંદ્રજીતનું યજ્ઞથી પ્રસન્ન કરી વિજય માટે વરદાન મેળવવા દેવી નીકુંભીલાના મંદિર તરફ વીદાય થવું.

પ્ર. ૫ મો—સ્થળ—નીકુંભીલા દેવીનું મંદીર—રામથી વિજય મેળવવા ઈંદ્રજીતનો યજ્ઞ, વિભીષણ, લક્ષ્મણ સાથે વાનરોનું આવવું ઈંદ્રજીત લક્ષ્મણ સંવાદ. વાનરોએ યજ્ઞ ભંગ કરવો. લક્ષ્મણ ઈંદ્રજીત યુદ્ધ, ઈંદ્રજીત વધ.

પ્ર. ૬ ઠો—સ્થળ મહેલ—પતિ વિરહમાં સુલોચના, હાથનું પડવું. સુલોચના આશ્ચર્યમાં, ઈંદ્રજીત મરણ સમાચાર પડેલ હાથે લખવા, મંદોદરીનું આવવું. પરસ્પરનો શોક. સુલોચનાનું સતી થવા વિદાય થવું.

પ્ર. ૭ મો—સ્થળ—સુવેલુ ચળ પર્વતની તળેટી રામ—લક્ષ્મણ સેના સાથે—સુલોચનાનું આવવું ને પોતાના પતિના મસ્તકની માંગણી. સુલોચનાના સતીત્વની પરીક્ષા મસ્તકનું હસવું. સુલોચના લક્ષ્મણનો સંવાદ. લક્ષ્મણનો શોક. રામચંદ્રનું આશ્વાસન. સુલોચનાનું મસ્તક લઇ સતી થવું બાદ રણઘેલા રાવણનું આવવું. વિભીષણ લક્ષ્મણનું રાવણ સાથે યુદ્ધ, લક્ષ્મણને મુર્છા એકાએક રામચંદ્રનું આવવું પાછળથી લક્ષ્મણનું સચેત થવું. રામ રાવણનું યુદ્ધ. રાવણનું પડવું. (ટ્રાન્સફર સીન) બ્રહ્મા શંકર આદી સર્વ દેવોનાં દર્શન. "રામ—સીતા" નો મેળાપ. વિભીષણને રાજ્યાભિષેક અને આનંદ

શાન્તિ:! શાન્તિ ! ! શાન્તિ ! ! !

ડ્રોપ ! ! !

ભાંગવાડી—પ્રીન્સેસથીએટર, તા. ૧-૫-૧૯૨૦ | ઝવેરી ચંદુલાલ દલસુખરામ, શ્રી. દે. ના. સમાજ. ના માલિક.

# સતી સુલોચના નાટકનાં ગાયનો.



## અંક ૧ લો.

(સ્તુતિ.)

સૂત્રધાર—નટીઓ—

ત્યાગિ રાજ્ય લક્ષ્મિ લક્ષ્મી
જનક વચાર્થ જનક વચાર્થ
વારિ વારિ નિધી લંઘી બાંધી બાજ
ચંદ્ર ચૂડ ચંડકોદંડ કીધ અખંડ ખંડ ખંડ
અસુર ચમૂ ઉદ્ધંડી દંડી કંઠ દશ ઘમંડી ખંડી
ધર્મ શર્મ શાન્તિ રાજ્ય સ્થાપી સર્વ સુર સમાજ
સુરભિ સુરભૂ ભૂમી માત શાન્ત કીધ અવધરાજ
અજ અજર અમર અપાર અજ કુમારના કુમાર
અજ સ્વરૂપ નિર્વિકાર અજબ નાટ્ય સૂત્રધાર
જય જય સીતા રામ આત્મપ્રાણુ રામચંદ્ર પ્રભુ પદ પ્રણામ

નટીઓ--

અરે મન વૃથા વિચારો કરે, હોય જે ધાર્યું વિશ્વંભરે
આપ ચિંત્યુ અધરથી ટળે, અચિંત્યુ આગળ આવી મળે
રામચંદ્ર મહારાજ અવધ રાજ્યાસનપર પગ ધરે
હરિ ઇચ્છાએ નરહરિ સરખા તજી રાજ્ય વન ફરે–હોય
સીતા સરખી સુભાગ્ય લક્ષ્મી મૃગ માયામાં પડે
કનક કુરંગ ચર્મને વશ થઈ રાવણ કાંધે ચઢે–હોય
જેનાથી નરનાગ સુર યમરાજ સરીખા ડરે
એવો લંક અધીશ શીષ દશ તુચ્છ કીશથી મરે–હોય

દેવો તથા અપ્સરાઓ-- ૧

જય જય જય વિજય વિશ્વે સુરપતિનો
જય.......... જય જય
સુર વર સુર ઈન્દ્ર
પ્રણતપાલ પ્રણમીએ વર...
સ્થાપી સત્ય રાજ્ય ધર્મ ઉથાપીને અધર્મ કર્મ
શાન્તિ પ્રસરાવી સર્વ નિપુણ કળા પરમ નિધિ
અષ્ટ સિદ્ધિવિર નવ નિધિવર
અચળ તપો સિંહાસન દેવાધિ દેવા
મપ ધસા રેરે સા સાસા ધપ મગ.
મહિમા મહારાજ તમારોરે

ગાયે ત્રિભુવન સુર મુનિસારા
શોભા શી અમરાપૂરમાં
ધવળ ગાય ગુણી જન ધૂનમાં
નાચે અપ્સરા દેવ આકાશી
ગણ ગાંધર્વ કિન્નર યક્ષાદિ
એ વૈભવિ સુરવરને પાયે લાગું રે.

ચંપા— ૨

અરે હાંરે ઝુલે જોબનીયું મચકાતી ચાલું ચાલ
ફુલી વસંતની ફુલવાડી સમ મલકાતી પુર બહાર
મંદ હસી હસી હૃદય વસીને નયન ઈસારે આમ
તીર કમાને કટાક્ષ બાણે કંઇક કરૂં ગુલતાન
ભલાભલાનું માન મૂકાવું મારે જરનું કામ
છળબળ કળથી છક કરી નાંખું ચંપા મારૂં નામ—

કળાવતી—બાવો—શેઠ— ૩

ઓય મરી ગઈ માડી
મૂક પોક હજી તું તાણી
હાય બચાના
રંડાથી આડો આંક છે

મેવાનું નામ દેતી ખાવાને લઇને બેઠી
રંડા ચંપા એહી સબ તેરા કામ હય
ધારીને ભગવાં ઝોળી રાખોડી શેર ચોળી
દુનિયા ઠગવીએ જોગટાનું કામ છે
ચંપાનું ચેટક વળગ્યું બુઢાનું જીવન સળગ્યું
સોનાપુરમેં ભીજવાનેકા એ સોંગ હય–

સુલોચના– ૪

પિયુની ખબર કોઇ લાવોરે સખીરી
મોહન વર મળવા સારૂ તલસી રહ્યું મન મારૂં
સ્વામીને સંદેશ કોઈ કહાવોરે–સખીરી
ચંદ્ર વિણુ નિશા અંધારૂ વિયોગી જીવન ન સારૂં
દરશન પિયુનાં કો કરાવો રે–સખીરી
વિકસે કમલિની પ્રાતેઃ ભ્રમર રસિક આશે
નાવે અલિરાજ કળી કરમાશેરે–સખીરી

સુલોચના–સખીઓ– ૫

સખીઓ–અલી આવી આનંદની વધામણી
તારા વાલમ:પધાર્યા વિજય કરી

સુલોચના–આહા ચાલોને વહાલે વધાવા સખી

સુલોચના—તન મન વારૂં:મારા પ્રાણની પરવા ન જરી,
ધન્ય ધન્ય ભાગ્ય મારૂં ભેટું પ્રિય હૃદય ભરી.
સખીઓ—ચાલી અલી શાને શરમ મેલી વરઘેલી બની.
ચાલ વેગે વહેલી સાહેલી ચિત્ત ઠોર કરી
આ............ભોળા લગાડે કેમ વાર.

કલાવતી— ૬

જાઉં જળ ભરવા કાજે મળશે વાટે છેલા દીલદાર
સાન " કરીને સમજાવું જાયે લુંટાઈ જોબનીયાની બહાર
શીર ઉઢણી કનક બેહલું ધરીને કર રૂપેરી રાશ
ચાલું જોતી લ્હેરી લાલને શેરી શેરી વાટ
હું મદમાતી મન મલકાતી લટક મટક લટકાળી નાર
રૂમઝુમ રૂમઝુમ કરતી ચાલું ચપળા ચટક ચાલ—

ચંપા—શેઠ— ૭

શું રે કર્યુ છે મને શું રે કર્યું છે
મારા છેલા દીલદાર મને શું રે કર્યું છે—
કાંઈ કામણું કરીને મારૂં દિલડું હર્યું છે—મારા.
નથી દિલમાં આરામ નહીં ગોઠે ઘર કામ
ફરૂં ઘેલી થઈ આમ કાંઇ કામણુ કરીને મારૂં ચીતડું હર્યું

બોલો ચંપાના લાલ મને શું'રે કર્યું

શેઠ–ગીરગામમાં શોધી વળ્યો

ભીંડી બજાર ફર્યો

માધવબાગ પ્રીન્સ રોડ

હનમાન ગલ્લા

જોયું બંગડી બજાર

મરીયન લેન ને મેદાન.

ભુલેશ્વર,–વાલકેશ્વર

પાલવા બંદર તને શોધી વળ્યો

પથ્થર બંદર તને ગોતી વળ્યો

ચંપા–જુઠા બોલા છો આપ

શેઠ–મને મુંબઇનું પાપ

વીશનું– ૮

હુ પોતે રઘુ વંશમાં જન્મીને છેદીશ પાખંડને
સ્થાપી રાજ્ય સુધર્મનું અસુરને આપીશ હુ દંડને

## ટેબ્લો.



# અંક ૨ જો.

ભીલડીઓ— ૯

ગરબો.

ધન્ય ધન્ય અનુપમ દિન આજનો રામ
ધન્ય ધન્ય ભાગ્ય અમારા રામ—
પ્રભુ અયોધ્યા પરથી આવિયા રામ
બ્રહ્મચારી વેશે શીર જટા દીસે
પગ પાવડી ધનુષ બાણુ ખાંધે રામ—સીતા—
શીલા આસન વિશાળ ધર્યા મૃગ ચર્મ સાર
તરૂણુ તેજનો અંબાર છે કલ્યાણુના ભંડાર
સેવા કરીએ સદા શ્રી રામનીરે—સીતા—
પંચવટી પરમધામ પુન્ય ક્ષેત્રમાં તમામ
જ્યાં પધાર્યા પૂર્ણ કામ રૂડાં પરભાં નામ
એવા રઘુવર પદ શીશ નામીએ રામ—સીતા—

સીતાજી— ૧૦

વિપરીત હા હા ભાગ્ય લેખ,
લેશરે ન મિથ્યા વિપરીત............હાં હાં
કૈકેય માતાના શ્રાપે,
પલમાં ત્યાગ કીધો રાજશ્રીનો;
હા વન રખડતાં સાધુ વેશ, વિપરીત—

સુર્પનખા-લક્ષ્મણ— ૧૧

આવો મારા લટકાળા લક્ષ્મણ લાલ
લક્ષ્મણ-પશ્ન ગણે ગીધણ શું માંશ પીંડ લાલ
સુર-ચિત્ત મારૂં ચોર્યું છબી ન્યારીથી-વાહ વાહ,
લક્ષ્મણ-નાક તારૂં કાપું કટારીથી
સુર-અરર અરર અરરરર હાય

સીતાજી તથા રામચંદ્ર- ૧૨

સીતા-કનક કુરંગ કેવો.ચાલે ધીમો ધીમો સ્વામી રામ પ્રાણ
રામ—નોય એ કુરંગ કોઈ હોશેશું હરામી હે સુજાણ પ્રાણ
સીતા-દર્ભ કેવો એ ચરે છે, નયનો શાં ફેરવે છે
થન થન થેઇ થેઈ કરી નાચે ..
એ મૃગ મારી મૃગયાધિકારી વ્હાલા
તેની ચોળી શીવડાવો, લેવડાવો સ્વામી લ્હાવો
ફરી યોગ મળે નહીં આવો રામ કનક

રામચંદ્ર— ૧૩

વિરહા કયાં એ રમણી,
શાંન્તી સુધા આશ્રમે;

નિશદિન વિસ 'તી નહીં અહીં તહીં પ્રિયા હા.
ગઇ ગઇ કહીં હા
છુપી રહી ક્યાં
ગીરિવન વા નદી તીરમાં રોશે પ્રિય મારી–વિરહા
પ્રણય માન સમય આન,
સુમુખી મમ જીવન પ્રાણ;
પ્રિય વિરહીત વિકલ પ્રાણ
સંશય અધિક જીવનમાં.

રામચંદ્ર— ૧૪

આતે રાજ શિરોમણી મુકુટને સ્થાપી શિરે તાહ્યરા,
આ માળા જયવંત બંધુ હૃદયે આલિંગતી જે સદા;
આપું રાજ્ય સહિત આશીષ તને કીષ્કન્ધ ભુમિ તણું,
સ્થાપું છું યુવરાજના શુભ પદે આ બાળ તારા તણું

સીતાજી— ૧૫

હે રઘુવર સ્વામી અંતર ઘટયામી
આવી મળો હે પ્રભુ નિષ્કામી
ચિંતવન પિયતમ કરતી રડતી જતી

ભાન સાન ગતિ મતિ વિણુ અતિ દુઃખ પામી
કર તૃણુ ધરતી ધરતી સુતાની
વારે ધાઓ હે રઘુવીર રામ નમામી–હે

સીતાજી– ૧૬

અંજની કુંવર કેહશો વિનિતિ પ્રભુને
વિરહી વીકળ દીલ દુઃખ દળ સહુ ભારી
જનકબાળી શકે ન ખાલી નેનવારિ
સ્વરૂપ સુંદર છબી અંતર અંદર જડી
ઘડી ઘડીક જાઉં ભેટતાં પડી બીચારી.

ચંપા— ૧૭

લાલા ઝટ આવજો આવાંયદે પ્યારીને મળવા.

જોગી–રહેના નીસંક અયદીલજાન.

ચંપા–છું કુરબાન.

જમાદાર–મીલાના જાન.

ચંપા–રે હા રંગે રમવા.

જોગી–જયસા મેં વયસી જાની

જમાદાર–ચંપા દેના યે નીશાની

ચંપા--વસ્યા છો દીલમાં સ્વામી નાથ

એની સાથ ભીડજો બાથ–રે હાં રંગે રમવા–

જોગી–બંસરી બાંકી બજાઉં

જમાદાર–મીયાંકો ટોડી સુનાઉ

કરજો દીલદાર પાસે ગાન લેજો તાન ખાજો પાન

રે હાં રંગે રમવ.

સુલોચના– ૧૮

આવી વિપરીત વેળા ન માનવથી સમજાય (૨)

અખિલેશ ગતિ ત્હારી ન્યારી કોથી ન કળાય.

દૈવ રૂઠે દુર્જન સંગ કુસંગે બુદ્ધિનો ભ્રંશ

વૈરી વાધે સ્નેહિ દંશ દુષ્કર્મે નક્કી નિજ અન્ત

રાજ લંકપતિ રાય હરી સીતા માય વૈર કર્યું હાય

ન સહાય વિભુ હાય રૂઠશે શ્રી રઘુરાય

સુલોચના— ૧૯

પ્રિય ન ઘટિત તદા વિનવું મમ હિત વચન કાંઇ ઉર ધરો

સોંપી સતીને શ્રી હરી શરણે આશિષ લઇને કલ્યાણ વરો

પેર કરી સમજાવો પિતાને શીદ સમજી સ્વહસ્તે કુળ હણો

ભૂગર્ભે ભુજંગના રાફમાંરે ભુજ ધારી ભુજંગ સહાતાંરે
વિષ ધારી ધશી અધ ડંશ કરે વિણ મોત ખરે યમ પ્રાણુ હરે
એ રીત અહિત સંગ્રામ ગણીને ત્યાગો એ માર્ગ અનર્થ તણો

વારાંગનાઓ- ૨૦

સારેગમ સાધધ મધસા નીધની મગરેસા
નીરે ધની સાગરે ગસા
સારેગમ સાધધ મધસા નીધનીરે ધની સાસા
ગમ ગરે સાની રે ધનીસા નીરે ધની મગ રેસા
નીરે ધની ગરે સા રેગમ
નીધની મધસા મધસા મધસાની ધમ ગરેસા
સાધની મધ ગમ ગરેસા
ગમ ધની સારે ગમ ગરે સાનીધમ રેગમ સાધ



## અંક ૩ જો.

સુગ્રીવ– ૨૧

દિલમાં નહિ તર્ક યા વિતર્ક કરો હે સ્વામી
રઘુપતિ રામ સીતા સ્વામ જગ આરામ સ્વામી
હોશે સપ્ત સિંધુપુરવા ભુમી તલએ ભૂમી બાળા
શોધ લાવીશ હું વૈદેહી એ દેવી સીતાની
પ્રાણમાં પ્રાણ છે છેવટના મારા આ તનમાં
મિત્રતા આપની નીભાવવા હું ભરૂં છું હામી

રામચંદ્ર– ૨૨

ત્વરીત સિધાવોરે
નીચ નફ્ટ શઠ
પાપી અતિ અસુર રાજ
જાઓ સમજાઓ નીતિ ન્યાય દાવો
દેવી અમ લાવો લાવો –ત્વરિત
પ્રબલ દૂત બલ દાખી
વિદિત વચને, દુર્મુખ એ દુર્મદ એ
દુર્જન એ, માની મનાવોરે........

અંગદ— ૨૩

જય ચહડી રઘુવીર સાથ લક્ષ્મણ સુધીર
ઘેરશે લંક ગઢ ધનુષ ધારી રામ—જય
અષ્ટ દશ પદ્મદલ, વાનર બલીની
કીલકારીએથી હુક હુકુકુ (૨)-જય

શેઠ શેઠાણી
જમાદાર—આવે— ૨૪

હાયરે ઇશક હાયરે ઈશક હાયરે ઈશક હાય
બન્યા નરનારી જે નીચ નાદાન વ્યભિચારી લંપટ દુષ્ટ હેવાન
ભલે હોય જ્ઞાની કે અજ્ઞાન ભુલી છેક ફરે તે પોતાનું ભાન
ઇશક હાય ઇશક હાયરે
ફુટે ઘટ પાપ તણો જેણી વાર પસ્તાશો પાપી તણો પોકાર
ઉગારો શ્રી હરિ દેવ દયાય અલ્લહાર રામજીકો આધાર
ઇશક હાય ઇશક હાયરે

સુલોચના— ૨૫

કાન્ત કૃપાળુ આવો કળાધર મારા દુર્લભ દરશન જીવન ધન
પ્રાણ તમારા.
રજની દારાનું હૃદય તિમિર હરનારા
રાજ રૂપાળા હીરલા મોતીને હેમથી હેત હરખી વાલમ વધાવું

પ્રીતમ પ્યારા મન મંદિરિયામાં પ્રેમથી પધરાવી પાતળીઆ
ઓ વારૂં

શીતળ કેશર ચંદન સુખકાર અર્ચન રાજ અંગે ધરો
પુષ્પિત પંખે ઢોળું હું મંદ સમીર સુભાગિ સ્નેહ નજર કરો.

સુલોચના— ૨૬

જાઓ જાઓ પિયુ જાઓ જાઓ ખુશીથી રણમાં
મુજ ચિંતા ન ધરો રતિ મનમાં જાઓ.
પિતામહ ગુરૂ ઇષ્ટ અંબિકા આવી રહે નિજ તનમાં
શેષ શ્વશુર સહુ શ્રીપતિ સાથ વસો તમ હૃદય ભવનમાં
જીત કરી જવ આવી મળશો રાખીશ રંગ ભવનમાં
અગરજો સ્વામી સ્વર્ગે સીધાવશો, સતી થઇ રહીશ ચરણમાં - જો

સુલોચના— ૨૭

નિશ્ચે નમ્યો મધ્યાહ્નનથી હા અસુરનો રવી
હા! હા! પડ્યા શું રણમાં ઈન્દ્રજીત રાજવી.
હા! કાળના ચક્કરમાં પ્રાણી સૌ પીસાય છે
જ્યાં છોટા! મોટા સર્વનો સમાન ન્યાય છે
જે ... ને અસુરના શિરોમણી પતિ
દિગંતમાં કીર્તિધ્વજા જેની ફરકતીતી

યમરાજ જેના ત્રાસથી ડરતા હતા સદા
બ્રહ્માંડને ઉડાવતા જે એક હાથમાં
અહો સ્વામી અહો સ્વામી ગયા ક્યાં હા! છુપાયા ક્યાં
અહો રણવીર વરનામી ગયા ક્યાં હા! છુપાયા ક્યાં

૨૮ સાખી

રામચંદ્ર—માયાના આવરણ થકી જીવ બની અજ્ઞાન
ઘાટ ઘડે ઘટમાં નવા દૈવ ગતિ બળવાન
લક્ષ્મણ-( પ્રભુ એમ કેમ )

સાખી

રામચંદ્ર—જેની સહાય સતી ચહે તેજ હણે નિજ કંથ
સુતા કરી વિધવા કરે શ્વશુર જમાઇ અંત
લક્ષ્મણ-( એટલે )

સાખી

રામચંદ્ર—સુલોચનાના તાત જે શેષ નાગ અવતાર
લક્ષ્મણ રૂપે અવતર્યા દશરથને દરબાર
( ગતનો નાચ. )

